|| सनातन परमो धर्म ||

ગૌરાંગ ધનાણી : સેન્ટ્રલ પ્રેસીડેન્ટ
Kalyani Infrastructure,
Kadodara Char Rasta,
Ta. Palsana, Dist. Surat
Ph. (O) 02622 271046, (R) 271916, (Fax) 271450,
Mo. 097122 99000,
Email: gaurang009@yahoo.com

SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR
YUVASANGH
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, જી. ભુજ (કચ્છ) -૩૭૦ ૬૧૫
2010-2012

હરેશ રામાણી : જનરલ સેક્રેટરી
Laxmi Stone & Hardware Mart,
M.G. Road, Sardar Baug, Bardoli-394 602,
Dist. Surat
Ph. 02622 220711, 220830 (Telefax)
Mo. 098251 33404,
Email: hareshbardoli@yahoo.in

Office:- 381/2, Opp. Tower, B/h.H.K.Complex, Naroda Road,Saijpur, Ahmedabad- 382345. Ph.:- 079-22801565 Fax:-22841565
E-mail : kkpyuvasangh@in.com www.yuvasangh.org KKPYS Regd. No. A/3864/A'bad



૨૮. <u>સત્પંથ સમાજના સંસ્કારો:</u> પાછા ફરીયાદ કરે કે સનાતની કનડગત કરે છે. પણ તેમના કુસંસ્કારો કોણ જુએ...! સનાતન તરફથી બિનસામાજીકતા કદી ઊભી કરાઇ નથી. જ્યારે સામે પક્ષેથી નિતિમત્તાની હદ વટાવી, અધમતાની હલકી પાયરી સુધી જતાં તેમને જરાએ સંસ્કારો આડે નથી આવ્યા. સમાજ પર સરકારી વહીવટદાર લાદવાના હિન પ્રયાસોની બધાને જાણ થશે ત્યારે ફરી સમાજમાં નફરત, આંધીનું રૂપ ધારણ કરશે. કેસો કે પરોક્ષ વૃતીથી કે બળજબરીથી કોઇની લાગણી જીતી શકાતી નથી, તેથી સ્વયંભૂ નફરત અને અભાવ થઇ ચૂકયો છે.

૨૯. <u>પૂર્વજોનો આદેશ:</u> પૂર્વજોના આદેશથી પીરાણા મતને ત્યાગી, સત્પંથ સમાજથી જૂદા પડી સનાતન સમાજની સ્થાપના થઇ, જેમાં જ્ઞાતિનો ૮૫-૯૦ટકા વર્ગ જોડાઇ ગયો છે. આ બદલાવ પ્રક્રિયા વર્ષોથી ચાલી રહી છે. વળી સમગ્ર જ્ઞાતિનાં ૧૦૦વર્ષમાં થયેલાં પાંચેય અધિવેશનોમાં સત્પંથના મુસ્લીમ આચરણો દૂર કરવા ધારાધોરણ અને નિયમો ઘડાયા. હિન્દુ સનાતન વૈદિક રીવાજો પ્રમાણે વર્તવું કે હિન્દુ ધર્મ પાળવો તે માટે નિયમો કેમ ઘડવા પડે...! જરા વિચારો...! તેનું કારણ જાણવાની ચેષ્ટા કેમ કરાઇ નહિં. આજે બધા જ સનાતનમાં આવી ગયા હોત પણ આપના જેવાના આવાં ખોટાં પ્રમાણોના કારણે તેઓ અમારી સામે પરોક્ષ યુધ્ધ રમી રહ્યા છે.

૩૦. <u>**"સમાજ" એટલે શું:**</u> એક જ આચરણ હોય તેને જ "સમાજ" કહેવાય તેથી પધ્ધત્તિ કે ઉદ્દેશ્ય ભેદને કારણે જ્ઞાતિમાં સમૂહ કે સમાજ જૂદો બને છે. જૈનો, પટેલો, વૈષ્ણવ જેવા ઘણા નાના મોટાં આચરણો આધારીત સમાજ જૂદા છે. તેવું અમારા પાટીદાર સમાજમાં થયું છે. **કનડગત કે દબાણ ક્યારેય કરાઇ નથી સમાજના ઉદ્દેશ્યોને આધિન તેમના માટે હંમેશાં દ્વાર ખુલ્લાં જ છે.** જેની નોંધ લેશો. સત્પંથમાં રહીને અમુક અનુયાયીઓની બન્ને સમાજોમાં જોડાવાની જીદ કે દુરાગ્રહથી વિવાદ અને સિધ્ધાંતભેદ ઊભા થતા રહે છે.

**૩૧. <u>બંધારણીય અબાધિત અધિકાર:</u> શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના બંધારણીય અબાધિત અધિકારમાં આપને પત્રથી ધ્યાન દોરવું પડે, શું તે વ્યવહાર યોગ્ય ગણાય...? સીધે સીધું દૈનિક પેપરોમાં પ્રકાશિત કરી અમારી સમાજને લાંછન લાગે તેવું અક્ષમ્ય ધૃતકારવા જેવું કૃત્ય કરી સંત શિરોમણીની ભૂમિકાને જાણે અજાણે તમે શંકાના દાયરામાં મૂકી છે. એજ ઇશ્વર સૌનું ભલું કરે.**

સર્વે ભવન્તું સુખીન:, સર્વે સંન્તુ નિરામયા:.
સર્વે ભદ્રાણી પસ્યન્તું મા કશ્ચિત દુ:ખ ભાગ ભવેત.
ઑમ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

લિ.

| | | |
|---|---|---|
| સેન્ટ્રલ પ્રેસીડેન્ટ | જનરલ સેક્રેટરી | કન્વીનર, (સામાજીક અને આધ્યાત્મિક સમિતિ) |

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ

ચૈતન્ય સ્ફૂર્તી ઉત્સાહ

Page 6 Of 6

૧૦ | કચ્છ ઉદય ગાંધીધામ | તા. ૦૭-૦૧-૨૦૧૧

## HAPPY BIRTHDAY
## જન્મ દિન મુબારક



તા.૦૭-૦૧-૨૦૧૧ના દિને **પલ્લવી** શુભ જન્મ દિને **કચ્છઉદય પરિવાર** તેમને ખૂબ ખૂબ હાર્દીક શુભકામના પાઠવે છે.

**પિતા : વિશાલનાથ**
**માતા : ધારાબેન**
**દાદા : શીવનાથ**
**દાદી : જમનાબેન**



તા.૦૭-૦૧-૨૦૧૧ના દિને **આનંદીના** શુભ જન્મ દિને **કચ્છઉદય પરિવાર** તેમને ખૂબ ખૂબ હાર્દીક શુભકામના પાઠવે છે.

**પિતા :** શંકરભાઈ ભાનુશાલી
**માતા :** નૈનાબેન ભાનુશાલી
**ગામ : અંજાર (કચ્છ)**

## ભચાઉ તાલુકાના વિવિધ માર્ગો બનાવવાના કામ માટે તાલુકા પંચાયત પ્રમુખે ઉચ્ચકક્ષાએ રજૂઆત કરી

ભચાઉ : તાલુકાના વિવિધ ગામો તથા વાંઢ વિસ્તારમાં રસ્તાઓના કામો બાકી છે તો આ અંગે તાલુકા પંચાયતના પ્રમુખ દ્વારા ઉચ્ચ કક્ષાએ રજૂઆત કરવામાં આવી છે. તેમણે કરેલી રજૂઆત પ્રમાણે સુરજબારી એપ્રોચ રોડ ૧ કિ.મી., સુરજબારી - ચેરાવાંઢ રોઢ ૩ કિ.મી., શિકરાથી ચોપડવા રોડ ૯ કિ.મી., સામખિયાળીથી બાવાવાંઢ રોડ ૨ કિ.મી., કુંભારડીથી બંધડી રોડ ૬ કિ.મી., શિકારપુરથી રબારીવાસ રોડ ૨ કિ.મી., કકરવાથી મનફરા રોડ ૯ કિ.મી., મેઘરથી બંધડી રોડ ૫ કિ.મી., વાંઢિયાથી લાખાપર રોડ ૫ કિ.મી., વાંઢિયાથી પાબુદાદા (એન.એચ.૮/એ) ૩ કિ.મી., શિકારપુરથી નારણસરી રોડ ૩ કિ.મી., નીલપરથી તોરણિયા રોડ ૬ કિ.મી., કકરવાથી વાડીવીસી રોડ ૨ કિ.મી.નો સમાવેશ કરવામાં આવ્યો છે તેવું ભચાઉ તાલુકા પંચાયતના પ્રમુખની યાદીમાં જણાવાયું છે.

## ગાંધીધામની નેપાળી ચોર ટોળકી જેલ હવાલે

ગાંધીધામ : શહેરમાંથી પકડી પડાયેલ નેપાળી તસ્કરી ગેંગના બે દિવસના રિમાન્ડ પૂર્ણ થતાં જેલ હવાલે કરી દેવાઈ હતી.

શહેરના ટાગોર રોડ નજીક રિષભ કોર્નર બિલ્ડીંગમાંથી થયેલ ૧.૯૧ લાખની ઘરફોડ ચોરીમાં પકડાયેલ પદમ બહાદુર, જનક બહાદુર, તપન બહાદુર, લલીત બહાદુર અને નેત્ર બહાદુર નામના નેપાળી શખ્સોએ અન્ય કોઈ ચોરીના બનાવને અંજામ આપેલ છે કે કેમ? તે સહિતના મુદ્દે તપાસ હાથ ધરવા રિમાન્ડ મેળવાયા હતા, પણ રિમાન્ડ દરમ્યાન ખાસ કોઈ અન્ય કઈ કડી હાથ લાગવા ન પામતા તેમજ રિમાન્ડની અવધિ પૂર્ણ થતા પાંચે નેપાળી શખ્સોને જેલ હવાલે કરી દેવાયા હોવાનું બી ડીવિઝન પોલીસે જણાવ્યું હતું.





## શ્રી અચલગચ્છીય જૈન સંઘો - મહાજનોને જાહેર નિવેદન

॥ નમો અરિહંતાણં ॥

સંવત ૨૦૬૭ પોષસુદ - ૩, તા. ૭/૧/૨૦૧૧

કચ્છ ભુજનગરથી આચાર્ય ગુણોદયસાગર સૂરિ આદિઠાણા [illegible] સમસ્ત સાધુ સાધ્વીજીઓ એવં [illegible] શ્રી સમસ્ત અચલગચ્છીય સંઘો - મહાજનો પ્રતિ,

### શાતાનુવંદના/ધર્મલાભ

કેટલાક સમયથી સુંદર આરાધના કરતા શ્રી સંઘમાં ખોટી વાસ્તવિકતા સહિત અફવાઓ ફેલાવીને તેમજ પ્રચાર કરીને અચલગચ્છને બદનામ કરવાના પ્રયાસ ચાલુ છે.

આ ખોટા પ્રચાર અને અફવાઓ ઉપર કોઇએ પણ વિશ્વાસ ન રાખતા પોતાની ધર્મઆરાધનામાં સવિશેષ આગળ વધવા ભલામણ છે. ગોધરા ચાતુર્માસને બદનામ કરવાનો ષડયંત્ર રચવામાં આવેલ છે. કદાચ સાધુઓની કોઇ ભૂલ હોય અને સંઘ પાસે કોઇ પુરાવા હોય તો જિનશાસનમાં વિવિધ પ્રકારના પ્રાયશ્ચિતો દ્વારા જીવન શુદ્ધિનો માર્ગ બતાવવામાં આવ્યો છે. પૂર્વે પણ અનેક મુનિવરો આ બાબતે પ્રાયશ્ચિત દ્વારા નિર્મળ જીવનના સ્વામી બન્યા છે.

અચલગચ્છની કોઇપણ બાબતની ચર્ચા વિચારણા અચલગચ્છાધિપતિશ્રી સાથે કર્યા વિના તેમજ તેમની (અચલગચ્છાધિપતિશ્રીની) લેખિત અનુમતિ વિના કાંઇ પણ નિર્ણય ઠરાવ પસાર કરીને સંઘો મહાજનોમાં મોકલવાનો બંધારણીય અધિકાર શ્રી અખિલ ભારત અચલગચ્છ (વિધિપક્ષ) શ્વેતાંબર જૈન શ્રાવક-શ્રાવિકા સંઘના પ્રમુખ કે અન્ય કોઇ પણ પદાધિકારીને નથી.

આવા કોઇ પત્રો તમારા સંઘમાં આવે તો તે તરફ કોઇએ ધ્યાન (લક્ષ) આપવું નહીં તેમજ માન્ય કરવું નહીં.

વર્તમાનમાં ચાલતા વાતાવરણને લક્ષમાં લઇ આગામી ટૂંક સમયમાં દરેક અચલગચ્છીય સંઘોના પ્રતિનિધિઓ સાથે બેઠક તેમજ ચર્ચા વિચારણા કરવાનું હું ગંભીરપણે વિચારી રહ્યો છું. જેની જાણ તમને સૌને વહેલામાં વહેલી તકે કરવામાં આવશે. સૌ ધર્મકાર્યમાં ઉદ્યમશીલ રહેશો.

અચલગચ્છાધિષ્ઠાયિકા મહાકાલી માતાજી સૌને સદ્બુદ્ધિ આપે એજ શુભ ભાવના.

॥ "શુભં ભવતુ" ॥

લી. [illegible]

# સમાજની આંતરીક બાબતોમાં સંતોની એક તરફી ભૂમિકાથી બંધારણીય અધિકાર પર તરાપ મારવાનો પ્રયાસ

## અખિલ સંત સમિતિના રાષ્ટ્રીય અધ્યક્ષ આચાર્ય અવિચલદાસજી મહારાજનો દૈનિક અખબારોમાં છપાયેલ તેમજ તા. ૧૭/૧૨/૨૦૧૦ના રોજ શ્રી અ. ભા. ક. ક.પા. સમાજને પાઠવેલ પત્ર સંદર્ભે ખુલાસો.

**● સત્પંથને ઉંડાણથી જાણનાર અને ભોગવનાર ખરો વર્ગ :**

સત્પંથના દોજખમાં ફસાયેલ જ્ઞાતિની એક વિવશતા સમજજો. સત્પંથ શું છે, એની શું વાસ્તવિક રીત છે, શું રીતરીવાજો, જેના ચોપડીના રીવાજો અને પાળવામાં શું ફરક, મુસ્લિમ આચરણો કયા કયા, કેટલે હદ સુધી લોકોને મુસ્લિમ બનાવાયા, ધર્મ પાળવા માટે માનસિક બળજબરી કેટલી થઈ, ઈમોશનલ બલેકમેલ જેવા અસંખ્ય ત્રાસો ભોગવનાર તેમજ તેના સાક્ષી જો કોઈ હોય તો અમારી જ્ઞાતિથી વિશેષ કોઈ જ નથી. સત્પંથ વાસ્તવમાં કોને પૂજે છે. એના દશાવતારમાં શું ભેદ છે. બ્રાહ્મણોને કેમ હટાવાયા, સત્પંથી એ સાચો અર્થવેદ નથી. કથની કરણીમાં કેટલો ફરક છે. તે અમારાથી વિશેષ કોઈ જ નહીં સમજી શકે. જેની રોજ અનુભૂતિ અમને થતી રહી છે તેથી કોઈના સર્ટીફિકેટની જરૂર જ નથી. બહારના આની સાચી વેદના અને વાસ્તવિકતા ન સમજી શકે.

**પૂર્વ ભૂમિકા :**

કોઈપણ બાબતની માન્યતા લોક માનસમાં જડાયેલી હોય, તેની વિરૂદ્ધના જ્યારે પ્રમાણો આપવા પડે, ઓળખ ઉભી કરવી પડે, તેના અનુમોદનો કરવા પડે. તેના માટે બૂમાબૂમ કરી ઠસાવવું પડે, હકીકતને મારી મચેડી સત્યતા હોય ન હોય છતાં તેમના માટે લેબલો ઉભા કરાવવા પડે, તે જ બતાવે છે કે સત્ય કંઈક જુદું જ છે. સત્પંથ મુસ્લિમ ધર્મનો નિઝારી શીયા મુસલમાનનો ફાંટો છે, તે આપના જેવા જ સંતો, ઈતિહાસકારો, પુસ્તકો, શાસ્ત્રો, વિદ્યાર્થી પાઠયક્રમો વગેરે ગવાઈ આપી છે પુરાવા પણ મોજૂદ છે.

**સત્પંથ હિન્દુ ધર્મ નથી :**

સરકારી દસ્તાવેજો, ગેઝેટો, બ્રીટીશરાજ વખતના દસ્તાવેજો, ભારત અને ગુજરાતના ધાર્મિક અને સાંસ્કૃતિક ઈતિહાસના દસ્તાવેજોમાં પણ ઉલ્લેખ છે કે સત્પંથ હજરત અલી અને મોહંમદ પયંગબરને માનવા વાળો પંથ છે. હિન્દુ સત્પંથીઓએ કોર્ટમાં જજ સામે મુસ્લિમ ધર્મ અને મુસ્લિમ છીએ તેવી જુબાની આપી સોગંદ પણ લીધા છે કારણ કે, તેમણે મુસ્લિમ સત્પંથ ધર્મ અંગીકાર કરી લેખિત બાંહેધરી આપેલ છે. તેથી જ લોકમાનસમાં સત્પંથ મુસ્લિમ ધર્મની છાપ ધરાવે છે. રોજ કબરોની પુજા થતી હોય તે સ્થાન કયારેય હિન્દુનું હોઈ શકે..?

મૂળ સત્પંથ જેને આજે ખોજા ધર્મ (ઈસ્માઈલી) ના નામે ઓળખાય છે. જેને ઈમામશાહના દાદા સદરૂદીને (હિન્દુના પ્રતિક રૂપે એક કિનારાથી મુસ્લિમ ધર્મ રૂપી બીજા કિનારા સુધી સત્પંથ નામની નાવ બનાવીને હિન્દુઓના આચરણોને વટલાવી મુસ્લિમ આચરણો અપનાવડાવી મુસલમાન બનાવ્યા. આજે આ મૂળ સત્પંથને પૂર્ણ મુસ્લિમ તરીકે ઓળખાય છે. પીરાણા સત્પંથ પણ ઉપર જણાવેલ મૂળ સત્પંથના નકશા કદમ પર ચાલે છે.

**તાકીયા એટલું શું :**

ધર્મ પર સંકટ આવે ત્યારે સામે વાળાને મુંઝવવા કે ભાગલા પાડવા, છળ, કપટ, દગો, પીઠ પાછળ ખંજર ભોંકવું, ગમે તેવું ખોટું બોલવું, ખોટા કામ કરવા, ખોટી પજવણી ઉભી કરવી, ખોટા દસ્તાવેજો ઉભા કરાવા, અપહરણ કરવું, ધમકી આપવી, ખુન પણ કરવાની છૂટ તે ધર્મમાં તાકીયાના લીધે તેમને મળે છે. તાકીયાનો અર્થને વધુ સમજવા તેની વિસ્તૃત જાણકારી માટે વીડીયો ફિલ્મ તેમજ અન્ય જાણકારી વેબ પર પણ જોવા મળશે. હાલમાં તેમના પર ભીડ પડવાથી ભરપુર ઉપયોગ તાકીયાનો થઈ રહ્યો છે.

**હિન્દુ લેબલ મેળવવાનો ડોળ :**

૧૯૩૧માં મહાસભામાં સત્પંથનો કેમ અભ્યાસ હાથ ધરાયો..! હિન્દુ વૈદિક ધર્મની મહોર શા માટે મારવી પડે..! હિન્દુનું લેબલ વારંવાર કેમ આપવું પડે છે..! કારણ કે કંઈક અજુગતું કે મુસ્લિમપણું હતું અને છે જ. તેથી બૂમો પાડી પાડી કહેવું પડે, ઠસાવું પડે છે. અન્ય કોઈ ધર્મ કે સંપ્રદાયને હિન્દુ લેબલો માટે કેમ ભટકવું પડતું નથી. સંત સમિતિ કે હિન્દુ સંગઠનોને સત્પંથ ધર્મ પાળતા લોકો મુસ્લિમ થઈ જાય તેવો ડર હોય તો કાઢી નાખજો. તે કદી મુસ્લિમ નથી થવાના પણ સત્પંથ ધર્મ હેઠળ મુમના રહેશે જ. જે ઓળખ મીટાવી નહીં શકાય. પીરાણા ટ્રસ્ટની મિલકતો મુસ્લિમોના હાથમાં જતી રહે તેને બચાવવા યોગ્ય રસ્તો અપનાવવાને બદલે, હિન્દુને ગુમરાહ કરવા શું યોગ્ય કહેવાય..! તેને સનાતન ધર્મમાં વાળવાને બદલે પંપાળવાની નીતિ શું યોગ્ય છે...? આથી તો હિન્દુ વ્યવસ્થા બદનામ થઈ રહી છે. **સત્પંથને હિન્દુ લેબલ આપ્યા વગર પણ હિન્દુ સમાજ સાથે જોડી શકાય તેમ છે.**

**બુદ્ધિપ્રામાણ્યની ભૂમિકા :**

મહાત્મા ગાંધીએ બુધ્ધિ અને શ્રધ્ધાના વિષય પર ''સત્ય એ જ ઈશ્વર'' છે. પુસ્તકમાં ૮૮મે પાને બીજા પેરામાં લખ્યું છે કે **''અનુભવે હું નમ્ર બન્યો છું અને બુધ્ધિની ચોક્કસ મર્યાદા સમજતો થયો છું. જેમ અસ્થાને પડેલી વસ્તુઓ ગંદવાડ બને છે, તેમ અસ્થાને વપરાતી બુધ્ધિ પણ ગાંડપણ બને છે.'' નવજીવન તા. ૧૭/૧૦/૧૯૨૬.** આવો જ ગંદવાડ અને ગાંડપણ આવા પત્રો અને ખોટા સમર્થનોથી થઈ રહ્યું છે. જે મુર્ખતા છતી કરે છે. જેનો સત્પંથી ઉપયોગ કરી તેના અનુયાયી અને સમાજને ગુમરાહ કરાશે.

**હિન્દુ નેતા વિરૂદ્ધના કાર્યો**

**દિવ્ય દીર્ઘ દ્રષ્ટા સન્નમાનીય શ્રી નરેન્દ્ર મોદી** કે જેમણે ચાણકય, સરદાર પટેલ, ૧૯૭૨ના યુધ્ધ વડા જનરલ જગજીતસિંહ અરોરા, માણેકશા જેવા વીર પુરૂષોએ જે રાષ્ટ્રીય ગૌરવ અપાવ્યું. તેનાથી વિશેષ ગુજરાત અને હિન્દુ સમાજને ગૌરવ અપાવનાર વિકાસ માટે રાત દિવસ જાગતા રાજર્ષી યુગપુરૂષ સૌના હૃદય સમ્રાટ, જેમનો જીવનમંત્ર માનવ કલ્યાણ હોય, તેવા **આદરણીય મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદીની** સામે તેઓની વિરૂદ્ધમાં આ જ સંતે ચૂંટણી ઝુંબેશ ઉપાડી હતી. આવા સંતોને ગુજરાત અને હિન્દુનું હિત કેટલું હશે કે જેઓ જે સમાજને બંધારણને સમજ્યા વગર સીધો પત્ર પાઠવે છે..?

**અમારી જ્ઞાતિમાં સત્પંથનો ઈતિહાસ :**

૨૨૫ વર્ષથી અમારા પૂર્વજો જ્ઞાતિને સનાતન ધર્મમાં પાળવાની મથામણ કરી રહ્યા છે. શું કોઈ કારણ વગર પૂર્વજોએ ચળવળ ઉભી કરી..? સમજણ વિનાનાં હિન્દુ લેબલો આપી પૂર્વજો અને **સમકાલીન વિદ્વાન સંતો**ની ઠેકડી ઉડાડશો તો પાટીદાર સમાજ સાંખી નહીં શકે. ''સત્પંથ સમાજ'' સેંકડો વર્ષથી ચાલે જ છે. તેમાંથી પૂર્વજોએ અમોને બહાર કાઢી સનાતન સમાજ કેમ રચવી પડી..? જો સત્પંથવાળાને સાથે જ રાખવા હતા તો પછી પૂર્વજોને નવી સમાજ રચવા કે ઉભી કરવાની કયાં જરૂર હતી..?

**મુસ્લિમ રીતરીવાજો ઘુસાડયા :**

સત્પંથ ધર્મે ચોરી-ચેહ બંધ કરાવ્યા, શબને અગ્નિદાહ બંધ કરાવ્યા, બ્રાહ્મણોને બંધ કરાવ્યા, વૈવંચાને ખસેડ્યા, ભણવાનું બંધ કરાવ્યું, ગોર ભાટની ક્રિયા બંધ કરાવી, **જનોઈઓ ઉતરાવી આવું હિન્દુત્વ ?** શબને દફન કરવાના ફતવા, દુઆ કલમા પઢી બાર બાર વર્ષે લગ્નો કરાવાતા, દુઆ પઢીને મરણ ક્રિયા કરાવાતી, ગોર-ભાટને માને તે નાતનો ગુનેગાર, ૫૦૦ વર્ષથી અમારો (પાટીદાર જ્ઞાતિનો) દાટ વાળ્યો તે હિન્દુ સમાજને ગુમરાહ કરી તાકીયાના ઓઠા હેઠળ છેતરપીંડી કરી રહ્યા છે. જેમાં હિન્દુ સંગઠનોએ વિચારવું જોઈએ.

**સત્પંથને લીધે ભોગવ્યું :**

સત્પંથમાંથી સનાતન સત્સંગી તરીકે ૨૨૫ વર્ષ પહેલા પરિવર્તન કરેલ તેમ છતાં **૨૦૫ વર્ષ સુધી (હમણા સુધી)** અછુત નાતો સ્વામિનારાયણ સંપ્રદાય વાળાએ રાખ્યો હતો. ગણાવવા બેસીએ તો પાર નથી તેટલા અત્યાચારો થયા છે. આવી બેહદ કંગાલીયતભર્યા દોજખમાંથી સંતોએ જ અને પૂર્વજોએ બહાર કાઢયા તો આ બધા શું સંતો નહોતા..? **તેઓ તો તે યુગના સાચા સાક્ષી નજરોનજરે જોનારા હતા..?**

**સત્પંથ સામે સંતો અને પૂર્વજોની ચળવળ :**

જરા જ્ઞાતિના ઈતિહાસ પર નજર તો કરો..! સત્પંથ મુસ્લિમને કારણે ૨૨૭ વર્ષ પહેલા સંતશ્રી ગોપાલાનંદ સ્વામી, સંતશ્રી મુકતાનંદ સ્વામી, સંતશ્રી પ્રેમાનંદ સ્વામી જેની સાથે કેસરા પરમેશ્વરા જોડાયા તેમણે સત્પંથમાંથી છોડાવા ખૂબ જહેમત ઉઠાવી. સંતશ્રી પ્રેમદાસ, સંતશ્રી ગોકળદાસ મહારાજ, સંતશ્રી રામેશ્વર મહારાજ - ધોલેરા, જેની સલાહથી ૧૦૦ વર્ષ પહેલા આદ્યસુધારક નારાયણ બાપાએ બંડ પોકારી સમગ્ર જ્ઞાતિને સત્પંથમાંથી છોડાવી, સનાતન વૈદિક ધર્મ તરફ વાળી. કયાં સંતોનાં પ્રમાણને માનવું..?

સંતશ્રી પિતાંબર શર્મા, સંતશ્રી સંતશ્રી વાલરામજી, સંતશ્રી લાલરામજી, સંતશ્રી ઓધવરામજી સાથે સંતશ્રી દયાલદાસ, શ્રી રતનશી ખેતાણી, શ્રી નથ્થુબાપા, માતાઓ સુધાં જોડાઈ. આ સંતોએ સત્પંથનું નિકંદન કાઢવા જિંદગી ખર્ચી નાખી, સંતશ્રી વાલરામજીએ ૧૯૮૯માં સત્પંથ મુસ્લિમ ધર્મ છે. તેવું પ્રમાણપત્ર જાહેર કરવું પડ્યું. જેને આજના સંત સમિતિના પત્ર સાથે સરખાવીએ તો આવા ઉચ્ચ સંતનું અપમાન છે. આ સંતો સત્પંથ ધર્મ શું છે તેના **તે વખતના હજરાહજૂર સાક્ષી હતા તે સાચા કે આજના સંતો સાચા.**

**સંત સમિતિનો ભૂલોથી ભરેલો પત્ર :**

સંત સમિતિના પત્રના **પ્રથમ શબ્દે જ ભૂલ** સાબિત કરે છે કે તેઓને પ્રાથમીક પુરી જાણકારી જ નથી કે ઉંડો અભ્યાસ નથી. ઈમામશાહ (બાવા) સદ્દગુરૂ મહારાજ નહીં તેનું નામ એટલે સૈયદ ઈમામુદીન જે સત્પંથના સ્થાપક નહોતા જે બીજી તમારી તુરંતની ભુલ છે. તેના દાદા સદરૂદીને સત્પંથ ધર્મની સ્થાપના ભારત આવીને કરી જેઓ મૂળમાં ઈરાનના મુસલમાન હતા તેમને તે પણ ખબર નથી. સત્પંથ ધર્મ વિશ્વના ઘણા મુસ્લિમ દેશોમાં છે જ. તેમના કોઈપણ વંશજો હિન્દુ તરીકે કયારેય જીવ્યા કે મર્યા નથી આજ દિન સુધી..! તેઓને હિન્દુ ધર્મ પર પ્રેમ ઉભરાયો હોય તો હિન્દુ થઈને કે પછી હિન્દુ નામ ધારણ કર્યું હોય તેવો પુરાવો નથી.

**મૂળભૂત સવાલો :**

શું કોઈ મુસ્લિમ હિન્દુ ધર્મનો સ્થાપક હોઈ શકે ? ઈમામુદીન (ઈમામશાહ)નું આખું ખાનદાન તેના ૧૬ ભાઈ, તેનો બાપ કે તેનો દાદો કે તે પછીના વંશજોની પીરાણામાં કબરો પૂજાવાય છે. આજે પણ નુરદ્દીન બડેમિયા સૈયદ, ઈઝાદ અલી સૈયદ, અસરફ અલી અબાસ અલી સૈયદ, પીરજાદા સૈયદ બાવા સાયદ એહમદ ખાખી, સૈયદ સમસુદ્દીન ખાખી મુસ્લિમ રહ્યા પણ હિન્દુ તરીકે નથી જીવ્યા.

**સાધુસંતો દ્વારા દુરુપયોગ :**

આપના પત્રથી સત્પંથને કે મવાળવાદી ગણ્યા ગાંઠયાને પ્રોત્સાહન મળી જાય છે. સત્પંથવાળાને તો આપના જેવા હાથા જોઈએ છે પણ સનાતનીને તો કોઈ જ ફરક નહીં પડે બલ્કે આવા સંતો મોટા વર્ગની નજરમાંથી ઉતરતો જશે. કેમ કે પીરાણા સત્પંથને મુસ્લિમ ધર્મ તરીકે સમગ્ર પ્રજા માને છે જે હકીકત છે. આવા સમર્થનથી તો હિંદુની છબી ખરડવાના પ્રયત્નો થઈ રહ્યા છે.

**વાસ્તવિકતા :**

જે દેશમાં ઈસ્લામ કે મુસ્લિમ સત્તા નથી. તેને મુસ્લિમ દારૂલ હરબ (નરકનું દોજખ) કહે છે. દારૂલ હરબમાંથી દારૂલ ઈસ્લામ માટે તલાવારના જોરે ઈસ્લામીકરણ કરાતું. દીલે ઈલાહી વિચારધારા સુફીઈઝમ વડે દીલથી દીલ જોડીને ઈસ્લામને ઘુસાડવા હિન્દુ શાસ્ત્રો, દેવી-દેવતા સંતો, અવતારો, બૌધ્ધ થી માંડીને પાંડવો-હરિશ્ચંદ્ર સુધીનો અભ્યાસ કર્યો. તેનું ઈસ્લામીકરણ કરી ભરમાવીને ઘુસાડવા, તેમાંથી નહીં હિન્દુ કે નહીં મુસ્લિમ કબ્રસ્તાની અર્ધદગ્ધ ધર્મ ભારતમાં ઉભો થયો. જેનો ભાગ ગુજરાત પીરાણા બન્યું. આ જ સત્પંથને કારણે લોહાણા ખોજા ઈસ્માઈલી થયા તેને હિન્દુ લોહાણા સમાજે ભેગા નથી રાખ્યા, લોહાણા સમાજને પણ પત્ર પાઠવો..!

**ક્રુર મુસ્લિમ રાજાઓ તરફથી સત્પંથને મદદ :**

સત્પંથ ધર્મને ઉત્તેજન આપવા મહમદ બેગડા પાસેથી ગીરમથાની ૪૮ વિઘા જમીન ઓરંગઝેબે અપાવી. કે જેણે હિન્દુ ધર્મનો સત્યાનાશ વાળ્યો હોય, અઢાર હજાર મંદીરોનો ખાત્મો બોલાવ્યો. આજે પણ ભગવાન રામ જન્મભૂમિ માટે ભારતભરનો હિન્દુ દુઃખી છે. આવા તો કેટલાક મંદીરો આપણે ખોઈ બેઠા છીએ, કોના કારણે ? જેમણે લાખો હિન્દુ મૂર્તિઓ ખંડીત કરી, તે કદી હિન્દુ ધર્મના શું રક્ષકો હોઈ શકે ..? પીરાણા મુસ્લિમ ધર્મના ઉત્તેજન બદલ ઓરંગઝેબનું પ્રશસ્થિ ચિત્ર સત્પંથની દશાવતાર ચોપડીમાં ચોથા અને આઠમા પાને (આજે પણ) માનપૂર્વક ઉલ્લેખ કરવામાં આવેલ છે. આ પ્રશસ્થિપત્રને પીરાણા સત્પંથ ધર્મમાં પૂજવામાં આવે છે.

**ઈમામશાહ રોજા ટ્રસ્ટની વિગત :** (રોજા એટલે દરગાહ)

૧૯૫૦માં ધ ઈમામશાહ બાવા રોજા સંસ્થાન કમિટી રજિ. નં. ઈ -૭૩૮ સત્પંથના સંસ્થાને ''ઈ'' કેટેગરીમાં રજિસ્ટર કરવામાં આવ્યું. જ્યારે હિન્દુ ટ્રસ્ટ ''એ'' કેટેગરી હેઠળ નોંધવામાં આવે છે. જ્યાં પાટીદારોને મરણ બાદ મુસ્લિમની જેમ દફનાવવામાં આવે તે ધર્મ શું હિન્દુ હોઈ શકે..? સત્પંથ ધર્મના કાકા કરસનદાસ મહારાજ જેનું પીર કરીમ મુસ્લિમ નામ પાડેલ. જે કબ્રસ્તાની ધર્મના મુજાવર (કાકા)ની રૂએ ધ ઈમામશાહ બાવા રોજા સંસ્થાન કમિટીનો મોલવી કે ચેરમેનને આદ્ય જગદગુરૂનું પદ કઈ આપી શકાય ! જેમ જામા મસ્જિદના મૌલવી ઉલેમાને ઈમામબુખારીને તમે હિન્દુ આદ્ય જગદ્દગુરૂનું પદ આપી દો તેવો ઘાટ થયો..! મસ્જિદ, દરગાહ કે રોજાનો મુજાવર-ચેરમેન-મોલવી, શું તે મંદિરનો પુજારી કે હિન્દુ સમાજનો જગદગુરૂ હોઈ શકે..! તેને શ્રૃંગેરીપીઠ કે દ્વારકાપીઠના શંકરાચાર્ય કે આચાર્ય પદે સ્થાપી શકાય..! પાકિસ્તાનના વડાપ્રધાનને ભારતના રાષ્ટ્રપતિ કે વડાપ્રધાન બનાવી કે તે પદે શું મુકી શકાય ? આ પદોની વિષય અનુસંધાને જ ગરીમા હોય તે માટે સૌને માન હોય જ.

**ખોટા સર્ટિફિકેટના કારણે દુઃષ પરિણામો**

જેમણે હિન્દુ શાસ્ત્રોનું કદી અધ્યન કર્યું નહોતું.વેદો, ગીતા, ઉપનિષદો વગેરે શાસ્ત્રો જોયાં જ નથી તેને જગદ્દગુરૂનું પદ કઈ રીતે..? જે કાશી - મથુરા જેવી હિન્દુ માન્ય વિદ્યાપીઠમાં ભણ્યા ન હોય, કોઈ સર્ટીફીકેટ પ્રાપ્ત કર્યું ન હોય તેને કઈ હેસીયત અને કયા પ્રમાણથી જગદ્દગુરૂનું પદ અપાયું...? આથી પદ આપનારાની જ ભૂમિકા પર શંકા ઉપજે. તેવા પદની વિશ્વનતા કેટલી.. ? નવી પેઢી તર્કબદ્ધ છે, તે ધર્મમાં ખોટી વૃત્તિઓ નહીં ચલાવી લે. **ચકાસણી કરીને જ બુધ્ધિપ્રામાણ્યથી** જ આજનો યુવાન ધર્મને સ્વીકારશે. નહીંતર ધર્મથી વિમુખ થશે જેની જવાબદારી સંત સમાજની છે. ધર્મને નામે પાખંડી સામે ખુલ્લો વિરોધ નહીં કરે, પણ આવા સંતોથી મોઢું ચોક્કસ ફેરવી લેશે. આપની ભૂમિકાથી હિન્દુ માનસમાં આદરણીય સંત સમાજની આબરૂ પર સવાલ ખડા થયા છે.

આવા ઈલ્કાબો પદોને કોણે કયા અધિકારથી, કઈ વ્યાખ્યાથી અપાયા ? તેની નિશ્ચિત પધ્ધતિ કઈ છે..! આપ કયા હક ધરાવો છો..? કોઈ અભણ વ્યક્તિને તમે સર્જન ડોકટરનું સર્ટિફિકેટ-પદ-ઉપાધી આપી દો, તો ઓપરેશન વખતે જે દર્દીની હાલત થાય તેવી હાલત શાસ્ત્રોથી અજાણ એવાને આપી દો, તો ધર્મ અને હિન્દુ સમાજની અધોગતિ અને અવદશા થવાની જ.

**સત્પંથ પીરાણા ગાદીના ''કાકા''ઓ મુસ્લિમમાંથી પણ હતા :**

સત્પંથની ગાદીના કુલ્લ ૨૯ કાકામાંથી ૧૬ મુસ્લિમ અને બાકી ૧૩ હિન્દુ થયા. શાણા શેરમોહંમદ, અબ્દુલ્લા, ઈબ્રાહીમ, રહીમ, કરીમમોહંમદ, શામદ, હસન, રહીમ, રાજમોહમદ, નુરમોહમદ, ભુલા, પોચા, પ્રાગજી, નથુ, દીપા (અબ્દુલ રહીમ), મનજી, નથ્થુ, નાનજી, શામજી, નથ્થુ, પેથા નથ્થુ, કરમશી, લખમણ, રામજી, શિવજી, કરસન, નાનક જે હિન્દુ છે તેના નામો પણ મુસ્લિમ કરાયા છે જે મુજાવર (કાકા) દરગાહની જાળવણી અને કબર પૂજાનું કામ કરનારા રખેવાળ માત્ર છે જેના બોલતો દસ્તાવેજમાં પાકા સ્ટેમ્પ પર મુજાવર (કાકા)ની ફરજો લખી સહીસિક્કા કરેલા છે તે ધર્મને હિન્દુ લેબલ કે પદો કઈ લાલસાથી અપાય છે..?

**આધ્યાત્મિક કુપરિણામો :**

આવું થતું રહેશે તો **નાસ્તિકવાદ બેઠો થશે** પ્રજા ધર્મથી પર થતી જશે. ભવિષ્યની યુવા પેઢી આવા **બુધ્ધિપ્રામાણ્ય વગરના** ફતવાને નહીં સ્વીકારે. જ્યાં દીવા જેવું ચોખ્ખું હોય ત્યાં ગતકડા નહીં ચાલે. વર્ષો પૂર્વે મુસ્લિમ થયેલા હોય તેને પંપાળીને પાછા હિન્દુમાં વાળવા તે હિન્દુ સંગઠનો અને સંતોની પધ્ધતિ યોગ્ય હશે પણ સત્પંથી માટે જુદી વાત છે. કારણ કે સત્પંથ પાળતા હિન્દુ એ મુમના છે. પૂર્ણ મુસ્લિમ નથી તેથી તેને તે પધ્ધતિથી પંપાળવાને બદલે સત્પંથ ધર્મ એ હિન્દુ માટે નથી તેવું સ્પષ્ટ કહેવું પડે.

**વારંવારનો બદલાવ શું સૂચવે છે શા માટે :**

''ઈમામુદ્દીન''માંથી ''બાવા'' પછી ''ઈમામશાહ'' તેમાંથી 'મહારાજ'' હવે કયું ઉમેરાશે..! ''સત્પંથ''માંથી 'સંતપંથ'' 'ત'' અડધામાંથી ''ત'' આખો થઈ ગયો. ''સતપંથ'' માંથી હવે ''સંત્પંથ-સનાતન'' ''પીરાણા''માંથી ''પ્રેરણાપીઠ'' કેટકેટલા સુધારા..! સત્પંથની જે ગામોમાં સ્થાપના હતી તેના નામો બદલાતા રહ્યા. પ્રથમ ''ખાનું'' બીજું ''જગ્યું'' ત્રીજું ''જ્યોતિધામ'', ચોથું ''જ્યોતિષમંદિર'' પાંચમુ ''અથર્વેદી'' છઠ્ઠુ, ''સત્પંથમંદીર'' સાતમું ''નકલંકી'' આઠમું ''નિશ્કલંકી'' નવું ''સત્પંથ સનાતન'' હવે દશમું કયારે સાહિત્યો કેમ છુપાવાય છે કયાં સુધી બદલતા રહેશો ? કયા સુધી હિન્દુઓ અને સંતોને ગુમરાહ કરતા રહેશો, શા માટે આવા ઉધામા કરવા પડે છે..?

**મૂળ સત્પંથ સાહિત્યો કેમ છુપાવાય છે :**

જ્યાં ગીતામાં કાનામાંત્રાની બદલાવ નથી થયો તો સત્પંથમાં આટલા બધા બદલવા તે જ સૂચવે છે કે આમાં હિન્દુને ભરવામાં જેવું છે જેમ હિન્દુનુ મૂળ વેદ ગીતા, મુસ્લિમનું કુરાન,ખ્રિસ્તીનું બાઈબલ તેમ સત્પંથનો મૂળબંધ ગ્રંથ જેના પરથી સત્પંથી દશાવતાર જેવા અન્ય મૂળભૂત સાહિત્યો બનાવવામાં આવે છે.તે મૂળબંધ કેમ આજ સુધી તેના સ્ટોલમાં જાહેર વેચી કેમ નથી કરી, તેનો મતલબ થાય કે આમા કંઈક છુપાવવું જેવું છે . આજ સુધી સત્પંથના મૂળ સાહિત્યનું લીસ્ટ કેમ બહાર નથી પાડ્યું કારણ કે ફેરફાર કરી શકાય તેવી દાનત હોય.

**સાહિત્યોને કેમ બદલવામાં આવે છે :**

સત્પંથમાં જ જુની - નવી ચોપડીના વિવાદો કયાં સુધી રહેશે ! મોમીન ગીતા, દશાવતાર, દસાંવતરી, ગાવતરી સત્પંથ શાસ્ત્ર વગેરે પુસ્તકોને હટાવા પડે, કયાંક કલમાઓ હટાવા પડે, તે અમારું નથી તેવું કહી ભાગવું પડે, તેમાં મુસ્લિમપણું શોધીને બતાવો તો જવાબ મળે કે આતો જૂનાં પુસ્તકો છે કહી વાત ફેરવી દે, કોઈક ભળતાએ છાપ્યા છે. તેવા બહાના ધરે, તમે જેમ કહો તેમ સુધારો કરી નાખીએ. સુધારા કરી કરીને સત્પંથનું કયું સાચું પુસ્તક તે તેના અનુયાયીને પણ ખબર નથી તેથી તેઓ આંધળા વિશ્વાસમાં રાચે છે.

**સચ્ચાઈને કેમ છૂપાવવી પડે :**

સચ્ચાઈને કેમ છુપાવવી પડે..? બુનિયાદ જ જુઠી છે. પુસ્તકોમાં હિન્દુ ઉછીનું લેવાય તેને સત્પંથશાસ્ત્રો ગણાવી સાધુ-સંતોને ગુમરાહ કરી હિન્દુના આંચળાથી છુપાવા પડે છે. **(રાજવીના જામાથી નટ રાજા ન થાય તેમ સત્પંથ હિન્દુ ન થઈ શકે)** શું મજબૂરી હશે.! કંઈક વિટંબણા તો છે જ..! આનો લાભ લેનારા બધું જ જાણે છે. જે છુપાવાય પણ છે કારણ ઘણાનો સ્વાર્થ જોડાયેલ છે.

**સત્પંથીઓના સમાજમાં કરતૂતો :**

સત્પંથીના કરતૂતોથી પાના ભરાય સમાધાનોમાં અમારા સમાજની સમયશક્તિ વેડફાઈ, કાયમ ડહોળાયેલું વાતાવરણ રાખ્યું. દરેક અધિવેશનોમાં (સત્પંથમાં હિન્દુ આચરણ હોવાથી જ તો) સનાતન વૈદિક હિન્દુધર્મ પાળવા નિયમો ઘડાતા રહ્યા. ગામે ગામ સત્પંથ દુર કરવામાં આવ્યો. જરા વિચારો શા માટે..? જે ગામમાં બહોળી સંખ્યામાં ધર્મ પરિવર્તન થતું ત્યાં મિલકતો તબદીલ થતી, પણ બે પાંચ ગામમાં અધુરૂ પરિવર્તન હોય, ત્યાં ગંભીર પ્રશ્નો થયા. મિલકતો જુદી છે તો સમાજ એક કેમ કહેવાય..? જૂની આદતો મુજબ બનાવટી કેસો કરતા રહ્યા, વેર વધતું ગયું નફરત પેદા થતી ગઈ. આવા સંતોને સત્પંથીની ફુટનીતિ કેમ દેખાઈ જ નહીં..!

**સૈધ્ધાંતિક ચર્ચાથી દુર રહી ખોટી ફરિયાદોથી સમાજમાં ડર પેદા કરવો :**

પોલીસ ફરિયાદો, પજવણીઓ, કચ્છ-કંપામાં ગંભીર જુઠી કોર્ટ કાર્યવાહી, સરકારી અડચણો, ટ્રસ્ટી-હોદ્દેદારો પર કેસો, દરેક અધિવેશનમાં ધાંધલપ, ચેરીટી કમિશ્નર પાસેથી મનાઈ હુકમ કરાવી સમાજને બાનમાં લેવાના હિંચકારાં કૃત્યો જેવી પરોક્ષ ખંડનાત્મક કુટીલ નીતિભર્યા વ્યવહાર, સમાજ પર લગાતાર **૧૫૦ વર્ષથી સત્પંથી કરતા જ રહ્યા છે.** જેનો સત્પંથ ભાઈઓ પ્રચાર કરે કે આ તો વ્યક્તિગત છે કેસ કરનારા અમારા કહ્યામાં નથી વગેરે..! શું આવી પરોક્ષ નીચવૃત્તિને આ રીતે ઢાંકીને છટકવું..! તે સત્પંથની તકિયા નીતિ છે. કેન્દ્રીય સમાજને ફરિયાદ કરવાને બદલે સંતો કે હિન્દુ સંગઠનો પાસે કેમ જવું પડ્યું..! કારણ કે સત્યતાથી બધું જ પર છે. કારણ તેનો સત્પંથ સમાજ અલગ છે. તો બન્નેમાં સમાંતર કઈ રીતે રહી શકાય..? સમાજના ઉદ્દેશ્ય - નિયમોને સમજો..!

બેસીને ઉકેલને બદલે સત્પંથઓએ તા. ૨૭/૦૨/૧૦ની પોલીસ લાવી હીનતાનો નગ્ન તાંડવ કર્યો. સોનું શ્રધ્ધાનું મંદીર ગણાય ત્યાં આતંકવાદી વૃત્તિથી ધરપકડની કલંકીત ઘટનાએ સૌને હચમચાવી નાખ્યા. શું આવો સત્પંથ ધર્મ હોય..? અમારા વડાઓ તથા જ્ઞાતિજનો દિગમૂઢ બની ગયા. ચારેકોરથી ફીટકાર અને ધરબાયેલી નફરતની આંધી ફરી વળી, જો સત્પંથી આ સમાજને પોતાની માનતા હોય, ત્યાં જ શું આવા કૃત્યો હોઈ શકે ? તો પછી જ્ઞાતિમાં બીજું શું નહીં કરતા હોય ? છે આથી મોટી સાબિતીની જરૂર ?

**કુદરતી ન્યાય વિરૂદ્ધ કાર્ય :**

હિન્દુ હિંતચિંતક સંતોએ કદી દરકાર કરી ? અરે કમસેકમ આવો પત્ર પાઠવતા પહેલા પાટીદારના અગ્રણીઓને બોલાવી સમજવા સંપર્ક તો કરવો જોઈ તો હતોને ? એક તરફી સાંભળી પત્ર પાઠવે તે વ્યવહાર કે ધર્મની આ રીતે પણ ઉચીત નથી સત્પંથીની હિચકારી ભાષાને સમજવા આપને આ સમાજના ઈતિહાસથી પરિચીત થવું પડશે તેની ગંભીરતા આપે વિચારવી જોઈએ.

**સત્પંથ સમાજના સંસ્કારો :**

પાછા ફરિયાદ કરે કે સનાતની કનડગત કરે છે પણ તેમના કુસંસ્કારો કોણ જુએ..! સનાતન તરફથી બિનસામાજિકતા કદી ઉભી કરાઈ નથી. જ્યારે સામેપક્ષેથી નિતિમત્તાની હદ વટાવી, આધમતાની હલકી પાયરી સુધી જતા તેમને જરાએ સંસ્કારો આડે નથી આવ્યા. સમાજ પર સરકારી વહીવટદાર લાદવાના હિન પ્રયાસોની બધાને જાણ થશે. ત્યારે ફરી સમાજમાં નફરત, આંધીનું રૂપ ધારણ કરશે. કેસો કે પરોક્ષ વૃત્તિથી કે બળજબરીથી કોઈની લાગણી જીતી શકાતી નથી. તેથી સ્વયંભૂ નફરત અને અભાવ થઈ ચૂકયો છે.

**પૂર્વજોનો આદેશ :**

પૂર્વજોના આદેશથી પીરાણા મતને ત્યાગી, સત્પંથ સમાજથી જુદા પડી સનાતન સમાજની સ્થાપના થઈ જેમાં, જ્ઞાતિનો ૮૫-૯૦ ટકા વર્ગ જોડાઈ ગયો છે. આ બદલાવ પ્રક્રિયા વર્ષોથી ચાલી રહી છે. વળી સમગ્ર જ્ઞાતિના ૧૦૦ વર્ષમાં થયેલા પાંચેય અધિવેશનોમાં સત્પંથના મુસ્લિમ આચરણો દુર કરવા ધારાધોરણ અને નિયમો ઘડાયા, હિન્દુ સનાતન વૈદિક રિવાજો પ્રમાણે વર્તવું કે હિન્દુ ધર્મ પાળવો તે માટે નિયમો કેમ ઘડાવા પડે..! જરા વિચારો..! તેનું કારણ જાણવાની ચેષ્ટા કેમ કરાઈ નહીં. આજે બધા જ સનાતનમાં આવી ગયા હોત પણ આપના જેવાના આવા ખોટા પ્રમાણોના કારણે તેઓ અમારી સામે પરોક્ષ યુધ્ધ રમી રહ્યા છે.

**''સમાજ'' એટલું શું :**

એક જ આચરણ હોય તેને જ ''સમાજ'' કહેવાય તેથી પધ્ધતિ કે ઉદ્દેશ્ય ભેદને કારણે જ્ઞાતિમાં સમુહ કે સમાજ જુદો બને છે. જૈનો, પટેલો, વૈષ્ણવ જેવા ઘણા નાના મોટા આચરણો આધારિત સમાજ જુદા છે. તેવું અમારા પાટીદાર સમાજમાં થયું છે. **કનડગત કે દબાણ કયારેય કરાઈ નથી સમાજના ઉદ્દેશ્યોને આધિન તેમના માટે હંમેશા દ્વાર ખુલ્લા જ છે** જેની નોંધ લેશો. સત્પંથમાં રહીને અમુક અનુયાયીઓની સમાજોમાં જોડાવાની જીદ કે દુરાગ્રહથી વિવાદ અને સિધ્ધાંત ભેદ ઉભા થતા રહે છે.

**બંધારણીય અબાધિત અધિકાર :**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના બંધારણીય અબાધિત અધિકારમાં આપને પત્રથી ધ્યાન દોરવું પડે, શું તે વ્યવહાર યોગ્ય ગણાય ? સીધે સીધું દૈનિક પેપરોમાં પ્રકાશિત કરી અમારી સમાજને લાંછન લાગે તેવું અક્ષમ્ય ધૃતકારવા જેવું કૃત્ય કરી સંત શિરોમણીની ભૂમિકાને જાણે અજાણે તમે શંકાના દાયરામાં મૂકી છે એજ ઈશ્વર સૌનું ભલું કરે.**

**સર્વે ભવન્તું સુખીનઃ, સર્વે સન્તુ નિરામયાઃ**
**સર્વે ભદ્રાણી પસ્યન્તું મા કશ્ચિત દુઃખ ભાગ ભવેત.**
**ઓમ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

***શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘ સામાજિક અને આધ્યાત્મિક સમિતિ વતી***

***જેન્તીભાઈ લાકડાવાલા***
***પ્રેમજીભાઈ કેસરાણી***
***વલ્લભભાઈ મૈયાત (અંકલેશ્વર)***